# ગ્રેમોગ્રાફ ગાયન સંગ્રહ.

ભાગ ૧ થી ૪



કીમત આઠ આના.

C M SHAH

—જગપ્રખ્યાત ગ્રામોફોનોનો અમૂલ્ય ખજાનો—

—:સંગીત:—

# ફોનોગ્રાફ ગાયન



# સંગ્રહ.

ભાગ એકથી ચાર સાથે



પ્રગટ કર્તા

બુકસેલર, મણીલાલ ભાઈશંકર વ્યાસ,

ઠે૦ સ્ટેશનરોડ—સુરત

આવૃત્તી ૧ લી                    સન ૧૯૨૪

કીંમત: [illegible]

**કૃષ્ણ-ચરીત્ર—"ગોપી અને નાનુડીનો સંવાદ."**

ગોપી-નાનુડી, તને કેમ ઉતાવલ આવી છે!

નાનુડી-ઉતાવલ કેમ ન હોય, પલનવું છે!

ગોપી-તુ કોને પરણીશ? નાનુડી-તમે જેને પલનશો તેને.

ગોપી-તે શુ, અમે બધી એક વરનેજ પરણીશુ, તે શુ તુ બધાને પરણીશ?

નાનુડી-તમે બધી એ માલા વરને પલનશો?

ગોપી-તારા વરનું નામ શુ!

નાનુડી-તે તુ કે'ની? તાલા વલનુ નામ પહેલું!

ગોપી-ભલે, "કેડે પીતાંબર માથે મોર, હુ માગું માખણનો ચોર"

નાનુડી-એ તો મારો કાનુલો, અલી તાલો વલ?

ગોપી-"મને ન જોઈએ રૂડો રૂપાળો, હું માગું વર એકજ કાળો"

નાનુડી-એ તો મારો કાનુલો! વારૂ રાધા તારો વલ!

રાધા-"મેં મનમા માન્યો ભરથાર, કઇ એક બંસી બજાવનહાર"

નાનુડી-એ તો મારો કાનુલો, વાહ વાહ, વાહ વાહ, બધીને કાનુલો વલ જોઇએ છે કા! હા કાનુલો તો એવો વ્હાલો વ્હાલો લાગે છે! (ગાયન)

રાધા-બાઇ રે શામળીયો, લાલ છે લટકાળો, (૨)

રૂપાળો એ તો લાગે મતવાલો, મને લાગે વ્હાલો-શા૦

છેડો મારો પકડે છબીલો, છાનો રહી છોગાળો-(૨)

પેલો મધુર મોરલીવાળો, (૨) શુ જોરથી આવ્યો,

છબીલો રસીક નંદલાલો-હું પરણી કાનડ કાળો, (૨) શા૦

રૂપાળો એ તો લાગે મતવાલો, મને વ્હાલો,-શા૦

—:સંગીત:—

# ફોનોગ્રાફ ગાયન સંગ્રહ.

**અહલ્યાબાઇ—**

મને એવો પરણ્યો ભાવે, બોલ્યુ સાખે લાડ લડાવે,
નોકર થઇને નમતો આવે, લાગે પાય, પાય, પાય,
મને ગમતા વસ્ત્રો લાવે, હીરા મોતીડા મગાવે,
પ્રેમે પ્રીતિરસ પીવડાવે, ચિતડુ ચાય, ચાય, ચાય,
મીઠી બસી હુ-એ મણીધર, મધુર નાદપર ડોલે,
નયન ઇશારે થનથન નાચે, ખમા, ખમા, કહી બોલે,
નમતો જાય, જાય, જાય.

ભલે મેઘ એ હોય શ્યામ હુ, વીજળી થોડી થોડી
કામણુગારો કૃષ્ણ, ગણીને, બનુ રાધીકા જોડી-
જુગતી થાય, થાય, થાય.

ધોળે દિવસે રાત કહુ તો, હાજી હા જે કરતો,
બની દીવાનો રૂપ રંગમા પાછળ પાછળ ફરતો
હંક હોવે ધણી, તો તેવો જોઇયે, લાગે પાય, પાય, પાય.

**અહલ્યાબાઇ—**

રાજ સમી સાજના આવજો, [illegible], [illegible] બગીચો,
મીઠા મ્હેમાન આજ આવજોરે—સામી૦
પ્રીતિ સરવરની પાળે પાતળીયા
અમીરસ પીજો પીવરાવજોરે—સામી૦
કાયાને કયારડે મ્હેકે કસ્તુરી
લ્હેરખડા લુટજો લુંટાવજોરે—સામી૦

**આનંદ લહરી—**

હુ છુ નખરાળી નાર, સામુ ન જોશો લગાર—હુ છુ.
નખરાએ કઇકને ઘાયલ કર્યા છે, મૂર્છા પામ્યા છે હજાર—હુ છુ.
વાંકી ભમ્મર મ્હારી કામણગારી, નેણ જાણે ખંજરની ધાર—હુ છુ.
—સ્હામુ જોશો તો પોક મુકી રોશો, બનશો બે અક્કલ ગમાર—હું છુ

**મુદ્રા પ્રતાપ—**

બહુ ધીરજના ફળ મીઠા બેન, ધીરજના ફળ મીઠા છે,
કહે ઋતુ વિણ ફળ કયા દીઠા, બેન ઋતુ વિણ ફળ કયા દીઠા છે.
તરૂવર તહા તરૂવરની છાયા, કંથ તહા કામનીની કાયા,
જન બહુ મથન કરીને થાકે, ઉતાવળે આંબા નવ પાકે
મન કરીએ ન અજીઠા બેન—ધીરજ.

**અહલ્યાબાઇ—**

પીટયા મરજો મા ને બાપ જોડયુ કજોડલુરે
મુવા મોટા ઘરમા આપ જોડયું કજોડલુરે
રગ ન જોયા ઢગ ન જોયા જોયું ન રૂપ કરૂપ
કાળમીંઢને આપી કપુરી કરમે લખીયો કુપ
મને વળગાડયુ એ પાપ—જોડયુ કજોડલુરે
મુકયો કાળજડાપર કાપ—જોડયુ કજોડલુરે

**માલતી માધવ—**

લ્યો સુદરી સુમનની માળા, જઇ કહેજો પ્રણામ અમાગ,
માળા નહિ પણ વરમાળા, સુદર વર ઓ શરમાળા
[illegible]
[illegible]

**આમ્રલતા—**

ઉઠાવો નખરાંના ટકા હજાર ! તું તો નાનકડી નાર,
બનીમોટી સરદાર—શી, જોબનની બહાર, જાઉં બલીહાર. (૨)
પલકોના પાંચ લાખ પ્યારી રૂપિયા,
તારા નયણોના નવલાખ પુરા, હા—તારા નેણોના,
પતળી કમર વાહ, નાજુક ઉમર વાહ,
મોહી તુજ મચકે કમર કેરે લચકે, પ્યારી તાબેદાર, તારા નખરાં—

**નિલમ માણેક—**

ઉપકાર અનુપમ થયો સુન્દરી, હે....બદલો કિરતાર,
સત્કાર—વિચરીએ—કેમ અતીથીનો, જે છે આધાર
"વસ્તું કરતા વહાલ કિમતી છે" (કાડી તે શું કિમતી રતી છે).
કાડીના બળપર સૃષ્ટિનો, છે સઘળો આધાર....ઉપકાર.
(કાડી શુ દિવાદાંડી છે) ગૃહજીવનની નુબ હાડી છે,
શેકસ, ચુ વેરી મચ—ગુડ બોય...........ઉપકાર.

**સાગર સરીતા—**

કુવારૂ રહેવુ ઘણુ જ સારૂ બળ્યુ પરણુવાનું,કાકાજી બળ્યુ પરણુવાનું,
સારો ધણી જો નહીં મળે તો જુગ જુગ રડવાનુ;
કાકાજી જુગજુગ રડવાનુ.
પ્રેમથી રમાડુ તને વ્હાલી હંમેશા ખાલી તુ શીદ અકળાય;
ઓ વ્હાલી ખાલી તુ શીદ અકળાય.
ભાણીયા દીકરા મુંગો મરી રહે નહીં તો ફજેતો થાય;
ઓ કાકા તમારૂં નખોદ જાય.
મેનાં તું કયારે હવે મારી થાય....નહીં તો....કુવારૂ૦

**અલીરાજા—**
છોન કહેતા છકેલી, રંગીલા મને છોને કહેતા છકેલી,
હુ તો જોબનમાં ઘેલી બનેલી—રંગીલા મને૦
બાગબગીચાની સ્હેલ બહુ સુંદર, જાણે શું ઘરમાં ગોંધેલી,
બદામી હલવોને ઘારી જલેબી, તાજી તાજી ખાઉં પહેલી—રંગીલા.
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોર, સ્વપ્ને નહિ કોઇએ દીઠેલી;
પોલકા ને ચોળીઓનો પાર નહિ મારે, લટકેથી લુટી લાવેલી—રં૦
નવસેરા હાર સાચા મોતીના સુંદર, બંગડીઓ માણેક મઢેલી;
લુમણા ને ઝુમણાં લાડવઈ પહેરતી, વિદ્યા હું પાકી ભણેલી—રંગીલા.

**ચંદ્રચકોર—**
પંડિતજી ચાલ્યા કાશીથી ઠગનુ આવ્યુ ગામ,
"ફિર તો કહે ફૂર" અર્થ ન જાણ્યો ખોયો માલ તમામ
આજ કાલનો જુવો જમાનો મોટું રાખે માન,
કહે સુધારો "ફૂર" નહિં સહમજે બધા તાન મસ્તાન.
પહેરે ઈંગ્લીશ કપડા ચશ્મા તેજ ભણેલો છે!
નહીં આચારે સમજે તે ધર્મી બનેલો છે!
ભપકામા નહી સાર જરાપણ, ભણ્યો ખરો જે ગણતો જાય,
તેજ સ્હેજમા પાર ઉતારે, ભણે ગણે જય જય જય થાય.

**છત્ર વિજય—**
લ્યો કોઈ ફુલ લ્યોરે ફુલ, માલણ મદઘેલી અહીં આવી,
ફુલડા રસ ભર સુંદર લાવી, મન માને તો ખરચો મુલ—લ્યો.
જુઈ, જાઇ, ચંપો, ચંબેલી, ફુલડા સર્વ સુવાસી,
ગુલાબની તો વાતજ ન્યારી, ખીલેલી છે, પાંખડી ખાસી,—
લ્યો તપાસી—કરશે મનડુ એ મશગુલ—લ્યો.

**માલતી માધવ—**

ભાભી મારાં ડાહ્યા ડમરા, શા માટે શરમાવો,તમે શા માટે રીશાવો,
ઓ નાની નણુદલ આવો ... ...આ કોણુ ! .. . .તારો પ્રાણુ !
હવે શા માટે શરમાવો (૨).... ..ઓ .......

**પૃથ્વી પુત્ર—**

માળ મોતીડાની મોંઘી મંગાવજો, કથ કોડીલા કંઠે પહેરાવજો
ચોળી કસુંબી રંગે રગાવજો, સાડી સુદર શરીરે સોહવજો
હોંશીલા હીરાની બગડી બનાવજો,
કોમળ કર કુદનને કકણે દીપાવજો
હાર હીરા માણેકે મઢાવજો–માળ.
નીત્ય મીષ્ટ ભોજનીયા ભાવે જમાડજો
આછાં આછા પુલડાની વેણી ગુઠાવજો
સદન વીજળીની જોતે સોહાવજો
મીઠા જોબનનાં જાબુ ખવરાવજો–માળ.

**શ્રી સિદ્ધ સત્યેન્દ્ર—**

હુ આવો ન આ આવું, આવાનુ થયુ તેવું, તેવાનુ થાશે કેવું,
તે હવે છે જોયા જેવુ, દુનીયા દોરગી દુનીયા દોરગી,બાપા બોરગી.
સુરત સ્ટેશન પાસે પરજો, પુરેપુરો ગભરાયો,
પુરેપુરો ગભરાયો, ત્યાથી ગલેમદીમા આવ્યા,
ઝટપટ ઝાપામા થઈને જાતો, ભાગોળે ભટકાયો–દુનીયા દોરંગી.
ખપાટીઆ ચકલા,'ગોપીપુરા થઈ, નવસારી ભાગોળે ભરાયો,
ત્યાથી સપાટો સીધો લગાવ્યો, દડબડ તાપી કાંઠે દેખાયો.
ત્યા પણુ ઘણો અકળાયો, ત્યાથી તે અહીંયા આવ્યો,
ગાડો મનમા આવ્યું તે ગાયો—દુનીયા દોરગી.

સુર્ય કુમારી—
સોહામણી સ્વર્ગની વાટ એકદીન સોહાવજો હોરાજ,
રસિલા અમરાપુરીના ઘાટ, એકદીન સોહાવજો હોરાજ.
મૃત્યુલોકના મનુષ્ય કયા, કયાં અમરાપુરી ઘાટ,
અઘટીત—કહો એ કેમ બને વસમી વીકટ એ વાટ.
મુગટ મણી તમે રાજ સદનના, પારીજાત તમે નંદનવનનાં.
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિતજ્યોત પ્રકટાવી પરસ્પર;
મેળવવા અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂ સોહાવજો હો રાજ.

રા” માંડલીક—
અલી ગાલો ગુલાબ તુલ્ય તારા, સંભાળ જરી બાળા,
ભોગી મધુકર જો લોભાશે, ચુંબન આશે આવશે પાશે,
(“એમ ! હા )રસિલાની લુટાશે પુલમાળા—સંભાળ જરીબાળા
—જાઓ બ્હેની મને ના સતાવશો,સ્મિત પુષ્પે વ્હાલમને વધાવશો.
થા કંઠ આભૂષણ થા !—જા, જાણી જાણી તને જા,
ડંખદેશે ગાલે એ રસાળા, સંભાળ જરીબાળા

મીનળ મુંજાળ—
હું છું કન્યા કુંવારી મને પરણ્યાના કોડ ! બ્હેન પરણ્યાના કોડ—
મને મળશે મનગમતા રે કોઈ રસીલાની જોડ,
પછી સર્વ કોઇ કહેશે સુંદરી !
લાજ કાઢુ લટકેથી હુ વળી !
—હજુ નાની છું બાઇ,શાને કરતી માથાફોડ,આઈ કરતી માથાફોડ !
હુ છુ નાની એવા વર લાવું, જેમા નવ કાઈ ખોડ !
બ્હેન જેમા નવ કાઇ ખોડ—હુ છું.

એકજ ભુલ—
મને ભોળીને ભરમાવીરે મા, કેમ કરૂ !
અણુસમજુને ફોસલાવીરે મા, કેમ કરૂં !
મારી પાસે પાસે આવે, છાની વાતો સંભળાવે,
મારૂ દીલ લલચાવે, પેલો ગરજી,
પ્યારી કહીને બોલાવે, એની પાસે કેમ ફાવે,
એતો સાભળે ન એકે, મારી અરજી,
છાતી–માં–તો અરરરરરર અરરરરરરર થાયરે મા કેમ કરૂ.–મને.
એના મોઢાની મીઠાશ એ તો જાણે નાગપાશ,
પછી હોય કે ન હોય મારી મરજી,
કરે પરાણે એ પ્રીત, એતે કયાંની હશે રીત !
થઇ બેશે ઘરાર મારો વરજી !
છાતી–માં–તો, થરરરરરર થરરરરરરર થાયરે મા–કેમ કરૂ !–મને.

બુદ્ધદેવ—
જોયો સાળો ડહાપણુનો ભંડાર, હા હાં, મોટો કર્યો વેપાર; (૨)
બની ઠની ચાલ્યો ભર ચૌટામા, પૂછયા ભાવ બજાર હાંહાં.
કહે છે ખરીદી લાવ્યો ભાજી, છે સુદર ને વળી તાજી,
ના તજે તોયે પતરાજી, કરી અક્કલ તણી હરાજી,
–કરો મશ્કરી, ભલે પરાક્રમ જો જો બીજી વાર (૨)–જોયો.
મલ્યો દલાલ પુરો પાજી, એણે બગાડી બધી બાજી,
હવે બુદ્ધિ બતાવુ ઝાઝી, જેથી બજાર ઉઠે ગાજી,
કોણુ પછી કહેનાર મને છે, ઘરમા માખીમાર હાં હાં (૨)
હુંશીયારીથી બની જવાના, મુનીમ હડફાલાલ હા હાં (૨)–જોયો.

**અરૂણોદય—**

તમે જો જો ન વાયદા વીતાવજો, પીયુ પહેલી પેસેંજરમાં આવજો.
હાર તોરાથી સ્વાગત્ શોભાવજોરે—પીયુ.
સિલ્કની કીનાર કોઇક વાયલ આછેરાં,
કોઇકિ નવા નાટકના અચ્છા ઓપેરા,
થોડા હેન્ડબીલ હેરઓઇલના લાવજોરે—પીયુ.
એક હારમોન્યમ પેરીસનુ લાવજોરે,
આવવાનો તાર મને આગળથી આપજોરે,
તમે સામા સ્ટેશન પર સીધાવજોરે—પીયુ.

**વિર કેશરી—**

આપ પાપડ વાડીમા પધારજો લ્હેરીલાલ,
મદીરની સામે મકાન છે, નીચે દેશી દારૂની દુકાન છે.
રંગરંગીલા ચાલ મારી પાડોશમા તુલસી કયારાનુ નીશાન છે.
છજામા, તુલસીના ઝાડનુ નીશાન છે—લ્હેરીલાલ.
અખંડ ને અભંગ આજ સાજ પહેલા પધારજો
હડતાળવાળાનુ તોફાનછે,જબરૂ હડતાળવાળાનું તોફાન છે—લ્હેરી.
જોખમ ભરેલુ કામ પુરી પચાત છે, ધાસ્તી છે આફતમા
જાન છે, મારા બાપ ધાસ્તી છે—લ્હેરીલાલ.

**સરોજની—**

છે ધરતણો હરીબેલી! ધરમ જતન જે કરશે તે તરશે,
અંતે સતિયાને જય મળશે,પાપીનો પ્રભુજી ક્ષય કરશે—છે ધરમ.
સાખી "વિના ધરમ. ધનધામ ધરણી ખર ઉપાડે ભાર,
"ધિક્કાર પામ્યો શ્રેષ્ઠ પદવિ, સત્ય વિણુ સંસાર.
લખપતી થશે,કોડી ન મળશે,લઇ પાપ પોટલો પરવરશે—છે ધરમ.

**માલતી માધવ—**

ચાલ ...ચાલ ...એ અલબેલી, વળી વળી પાછુ જુવે શુ પ્રેમઘેલી.
તારા ઉરમા આનદની હેલી, સાહેલી, તારા ઉરમા આનદની હેલી,
મળ્યા હવે ભેગાં, ચંપો ને ચંપેલી .. .  . ચાલ ચાલ.
મારા પગના ઝાઝરની ખીલી, વારે વારે પડતી ઢીલી;
( ખિલી જેવી ઢીલી, એવી તુ એ છે હઠીલી, હવે ચાલ ? )
( આ, આવિયે છીયે ) .... . . . ચાલ.

**સુકન્યા સાવિત્રી—**

હું નથી એવી ભોળી (૨) હવે તો રહીરે,
પાવરધી થઇ પુરી, મારી જોડ જડે નહી ખોળી–હુ૦
નિત્ય કજીયા કકાશ કરી, ઘરમા સળગાવુ હોળી,
–પ્રસગ આવે પરખાસે બાઇ, તુ ગળાણુ કે ગોળી –હું૦
ભલે ભાયડો ભીખ માગે, ખાધે ભેરવે ઝોળી,
આપણે તો બાઇ ઘીમા ઝબોળી, ખાઇએ ખીરને પોળી.–હું૦

**એમાં–શુ !—**

છે સમજ સમય બળવાન, ફેરવે ફેશનનું એ સુકાન–છે
કસકસતી કંચુકીની તો, પ્રમદાએ કરી લુસ બાય,
પારસી જેવા પોલકા, ત્યા તો આવ્યા ફેશનમાય
ટકાઉ રેશમી સાડી સુન્દર, બોયકોટ થઈ ત્યાય,
સીફોન ને એ સ્થાન મળ્યુ, જેથી સર્વાંગ દેખાય
અખડ કેશકલાપ ચિન્હ, સૌભાગ્યવતિનુ ગણાય,
આજે બાલ કપાળ ઉપરના, સેલુન માંહી કપાય
પવન તેવી પુઠે, નહિ કંઇ હાણુ–ફેરવે.

છત્રવિજય—
આશીષ બાપુ આપો, અહીંઆથી વજો માપો,
મારા રાજા ચાલાકી આનું નામ છે.—
તાલ કેવો કીધો ? ભગલા દગો તેં દીધો,
આ સિંહ તણો ચાલાકીથી શીકાર પડાવી લીધો—મારા૦
ભોગ લાગ્યા મારા, મેં ભગલાને ઘરમા ઘાલ્યો,
ગોટાળો ગંભીર કર્યો, ને બુલબુલ આ લઇ ચાલ્યો
(વાહરે મારા વ્હાલા—લટકાળા લ્હેરી લાલા)
કેશર શીદ કરો છો ચાળા ? તમને લઇ જાય મોટરવાળા—મારા૦

રાજતિલક—
બની ૧મુંબાઇની શેઠાણી, હુ મોટરમા ફરૂ,
તુ પ્હેરે જો આ ખાદી, તો હુ કબુલ કરૂં,
બનુ પાટણની પટરાણી, રે હુ મોજ કરૂ—બની
ઘોડા ગાડીઓ મંગાઉં, વાડી બંગલા અપાઉં,
પણ ખાદી તો પ્હેરાઉં, તને મંજરી
સાડી ફેશનેબલ લાવો, મ્હારૂ મનડું મનાઓ-
વળી એરોપ્લેન મંગાઓ, આપી વરદી
ઉડે અદ્ધર સરરર રરરર પૂરરરર જાયરે હુ તેમા ફરૂ—બની.
પ્હેરો હોસે હોસે ખાદી,"પ્યારી એમા છે આબાદી,
મળે આઝાદી ને જાય ત્હારી શરદી,
પૂરો મ્હારા અભિલાષ, માનો મ્હારી ફરમાશ
મ્હારૂ દિલડુ બનાવી દીધુ દરદી-
હે-યા-માં-તોપચરરર રરરર અરરર રરરર થાયરે હુ કેમ કરૂ—બની.

**કુશમાવતી—**

આતો હીસ્ટ્રીયા કળાય, વાયુ ગોળો છે ભળાય,
—ચાલ ડીસ્પેનસરીમાય સધારીએ.
ચૉટો વિકટોરીયા માહ્ય, ડાકટર ભક્કાને ત્યાય....ચાલ
અરે, અરરરર હાય, કઇ કઈ થાય છે,
ખમા ખમા ડીયરજાન, તને શુ થાય છે.
અરે, અરરરર હાય, મારો જીવ જાય છે
મારા કલેજાના ટુકડા, તને શું થાય છે?
કાળી જીરી બે વાલ, ગળો લીંમડાની છાલ,
પાઉં કાવો કરી હાલ, માહી થોડુ ક ઝેર ઉમેરીએ ..ચાલ.
જાય કોલેરાનો રોગ, મળે માલતીનો ભોગ,
આવે દીવાળીનો જોગ, લઈ અશ્વનીકુમાર ચાલીયે—અરે

**ાવર કેશરી—**

આફતનો જમાનો આવ્યો ભારે ઉપજ્યો ભે,
નથી ઉગરવા આરો, યારો આમ આફત છે
ઢોર હરાયા ડબ્બે પૂરાયા, અંકે નંગ બે,
કડા લોઢાના જડયા હાથમા ઠણુણુણ ઠણુઠણુકે
પાપી કયા જઈને કે' તેને કોઇ દાદ ના દે—યારો આમ—
કરણી તેવી પાર ઉતરણી, ખોદે તેજ પડે,
ભલા ભુંડાનો બદલો, ભગવત દીધા વિના ના રહે—પાપી કયા.
વેશ કર્યા બહુરૂપી, બનીયા, લપટના કાજે,
[illegible], [illegible],
[illegible] દાદ ના દે, [illegible]—યારો આમ—

**આનંદ લહરી—**
પાધરે પથે જા ગુમાની ! પાધરે પથે જા.
સુંદરી સામા જોઇ જાદુગરી આખના ન કર ઘા,
રસિયાજી ! આવી નાજુક વયમા અવળા લક્ષણ આ
હઠીલા ! પાધરે પંથે જા, રસિલા ! પાધરે પથે જા,
વાત કરૂ જરા છાતીયે ચાપુ, કે ચુબન આપુ હાં.
દ[illegible]દખે એવા અધરામૃતની, સાફ ઘસીને ના,
છોગાળા ! પાધરે પથે જા, છબીલા ! પાધરે પંથે જા

**વીર કુણાલ—**
હુ મદમાતી ભુલામણીને નામે પંકાતી,
કોઈ લ્હેરી જોઇ લજવાતી, હુ લચક છબી લેખાતી.
ભર જોબનમા ઝોલા ખાતી, દેવદર્શને જાતી,
નીરખી કૈંકની અંતર કળીઓ, ખીલીને કરમાતી,
રશથી છલકે મુઈ છાતી.

**ભિષ્મ પીતામહ—**
જખમના દરદો જખમી જાણેરે, વિણુ જખમી શુ જાણે,
મગ્દના ઘા તો મરદ વખાણે, કાયર શુ જાણે
ઓ બાઇજી ....કાયર શું જાણે,
આમૃ સ્વાદમા કોકીલ માણે મૈના દાડમ દાણે,
હરખી હરખી હંસ કમળના કોમળ તતુ તાણેરે,
બગલા શુ જાણે . . ઓ બાઇજી જ૦
પતિ પત્ની માણે રતીરશમા કામદેવને બાણે,
શુ સમજે તે જોગી જન્મના, જે જગ મીથ્યા જાણેરે,
જાણે તે જાણે . .... .... .. ઓ બાઇજી... .. જ૦

**સુક્ષ પ્રતાપ—**
જીત વખતના ગાવાની ગત, પુછી જુઓ ગાનારાને,
જેવું તેવુ ખાવાની ગત, પુછી જુઓ ખાનારાને.
મહાજન મોટા થાવાની ગત, પુછી જુઓ થાનારાને,
વિણુ બોલાવે જાવાની ગત, પુછી જુઓ જાનારાને.
ધાડ પડે તો ધાવાની ગત, પુછી જુઓ ધાનારાને,
જેને તેને ચાહવાની ગત, પુછી જુઓ ચાહનારને

**દેવી ચૌધરાણી—**
આ કયાથી વળગી તગડી, હૈયા પર બળતી સઘડી;
દીકરા પોપટ, ગુજરીમાં વેચી આવજે—આ૦
–મેર મારા રોયા, મે ઢગ તારા જોયા,
કરવા વકરો મા તારી તું, વેચાવજે
આ હરાયો પાડો, આ ભૂડણુનો ભવાડો,
બચ્ચા પોપટ આવા ધાધળમા ફાવજે—દીકરા—

**કનકતારા—**
મય તો મારવાડકો બનીયોરે–બમ્બઇ શહરકો આયો.
મારવાડસે નિકલ્યો જબતો, પાઉમે નહીં થો જુતો,
ઘાસલેટ (લે–ઘાસલેટ) કી ફેરી ફરીને પાજરા પોળમા સુતો.–મ.
બ્યાજ બટાકો ધધો કરીને પૈસા પાચ કમાયો,
આધી આધી જમે કરીને, લાડીજીકો લાયો—મયતો.
લાડીજીકો મુખડો ધોલા, મોરો મનકો ભાયો,
લટક મટક કર ચાલી જાણે, મોરો જી લલચાયો—મયતો
(અયે! રામ રામ જીયો ભાઇ ગગારામ દીયા દાન છુટે પ્રામ
—તાબા દાન—પીતળ દાન)

**ભિષ્મ પીતામહ—**

જગમા મે જોયુ, દુષ્કરમા દુષ્કર, નારીને વશ કરવીરે
લાખ ટકાના લાડ લડાવો આપો ધનની કુચી,
ફુલ સૈયામા રાખો તો પણ, કહેશે મુજને ખુચીરે—જગમાં.
સુવર્ણ ક્યારે કસ્તુરીનુ, ખાતર દઈ પોષાય,
અમૃત પાશો તોય લશણુની ગધ કદી નહિ જાયરે—જગમાં.
હાથીપર અકુશ કર્યો, કરી ઘોડા કાજ લગામ,
સ્રી અકુશ કરવા ટાણે શુ ! હરી ગયો તો ગામરે—જગમાં.

**ખુની મેના—**

હુ લલીતા મદમાતી, વળી સતીઓમા પકાતી,
હાથમા માળા લેતી, વળી ભક્તાણી કે'વાતી.
મારી હંસણી સરખી ચાલ, વળી નાગણુ સરખા બાલ,
ગોરા ગુલાબ સરખા ગાલ, મારી અન્નાર સરખી છાતી—વળી૦
વળી સતીઓમા પંકાતી, મળે શોખીલો લાલ,
રાખુ હૈયાનો કરીને હાર, નથી પીડા આ સેહવાતી—વળી૦

## ભાગ ૧ લો સમાપ્ત.

# ભાગ બીજો.



પૃથ્વીપુત્ર—

નવીન પ્રેમરસભીની મૃગનયની ભાન તું ક્યાં ભૂલી આવી,
શાણી સલુણી મદન મદમીણી કોણે તને ભરમાવી બ્હેન-ભાન.
સરવર તટપર જલક્રીડાએ સહજ સખી એ તો આવી,
ચંપક છાંયે ઉભી રહી એને ભોગીએ ભરમાવી.
અરસપરસ અમ આંખ મળી મને લોચનીયે લલચાવી—બેન,
માર્ગે જતા મળ્યો મધુકર નિકટ ગઇ અણજાણી.
મદભર રસીકા રસ લૂટતાં, રસ ઘેન મહીં ઘેરાણી,
મન ગમતાની મોજ મજામાં પુલ વેણી વીખરાણી—બ્હેન.

છત્ર વિજય—

અલી નયન બાણ ક્યાં વાગ્યાં?
મનના મુગ્ધ ભાવ ક્યાં જાગ્યા? સાચું બોલ બોલ બોલ,
કોણ રસિકવર મળ્યા પરસ્પર કયા હૃદયે અનુરાગ્યા?
લોચનીઆ મદઘેરા તલસે અધર સુધારસ તરસ્યાં,
વસીકરણ કોણે કીધાં આ, વ્હાલ કહે કયા વરસ્યાં?—સાચું.
લાલ કોણ ને લગની શાની, હજી હું બાળ કુંવારી,
ચાલાકી મુકી દો ચતુરા, જાણી ઠગાઇ તમારી.

ભાગ્યોદય—

પાય કોણ મને પ્રીતીના ઘુંટડા. ગોત્યામેં કેક ફુલ ફાલ્યા ને ફુટડા.
પરણ્યો પડયો રહે છે પારકી પંચાતમાં, મુને બોલાવે નહિ
દી'માં કે રાતમાં;
વર તો મળે હજાર નાતરીયા નાતનાં, મન ના રીઝે એવી વાતમાં.

મોહિનીચન્દ્ર—
આવશે પ્યારી આવશે પ્યારી આવશેરે;
અહો હો હો, મારી હૃદય મણી પદ્મણિ પધારશેરે.
હીરા મંગાવું કે મોતી મંગાવુ, પ્યારીનું મનશે માનશેરે;
માળા મંગાવું કે ગજરા ગુથાવું, સુંદરીને શું ફાવશેરે.
ચંબેલી લાવું કે હીનો મંગાવું, રસીલી શાથી રાચશેરે;
લાડુ મંગાવું કે ઘેબર મંગાવું, મોહિનીને શું ભાવશેરે.
મોહિનીચન્દ્ર—
અરે હું મસ્તાન પ્રેમની, મને કોઇ ન છેડોરે,—મને.
લાચાર હું બિચારી છું, શીદ ક્યો છો કેડોરે.
જુવાનીથી દીવાની છું, મારો છેડો છોડોરે છેલા—મા૦
પ્રાણદાન છે પ્રિતમાં પૂછી કરજો પ્રીત,
પ્રાણદાન તો સ્હેલ છે, કઠણ પ્રિતની રીત,
આધાર તું કિરતાર મારો પાર બેડોરે.—અરે૦
એમાં શું !—
સુંદર સાહેબારે, મને શાને લીધી તમારી બાથમા ?
રોકયુ હૈયું રહ્યુ ના'રે હાથમાં.........સુંદર.
આશું ! સાહેબોની એટીકેટ છે ?
તું તો જેન્ટલમેન અપ-ટુ-ડેટ છે;
પ્રેમ મંદિરનું ચુંબન ગેટ છે,
એતો ગૃહસ્થાઈની સરટીફીકેટ છે !
સદા રહેવુ રમણીઓના સાથમા,
સોનેરી જાળમાં પકડી બુલ બુલ ?
થઈ ખરેખર એકજ ભૂલ—શાને.

સત્ય પ્રકાશ—
આજ હું તો પરણ્યા પિયુથી રીસાઊં,
મને મોહનજી આવી મનાવશે.
પાછળથી આવી એ પકડે પાલવડો,
હું કહીશ મોહનરી મુકોને કેડલો.
બોલ મારી મીઠડી ! બોલને રસીકડી ! એવું કહીને બોલાવશે,
વ્હાલમના નેણુ મારા ચિતડાંના ચોર, મારા મીઠા કળાયલ મોર
કહેશે જો કથ મને વગડાનું ઢોર,
તોય હું કહીશ કાળજાંની કોર, કયારે આવશે
સત્ય પ્રકાશ—
બાઇ હું તો પરણી તોય કુંવારી,
મને મળ્યો વૃદ્ધ ભરથાર, મારો એળે ગયો અવતાર—બાઈ.
સાસુ સતાવે નણુંદ ડરાવે મ્હેણુા સહુ સંભળાવે,
કજોડલાની કહાણી કહી મને પાડોશણુ શરમાવે—બાઇ
કુવે તળાવે પાણી જાઉં ત્યાં, લોકો પાછળ આવે,
"નવી કાકી કયા ચાલ્યાં" કહીને, પીટયા મને બોલાવે—બાઈ
એકજ ભુલ—
અજબ છબીલી તારી ગજબ ખુબી છે, લલચાવ્યો લટકાળો,
જોઇલે જોઇલે જોઈલે, આ ચપળ નયનનો ચાળો—અજબ.
આ ગાલની લાલી ઉપર ભુલ ભુલ મરી મરી જાય છે,
આ વહાલની પ્યાલી ઉપર મુજ મન ઠરી ઠરી જાય છે.
આ વાંદરાને વાંદરીનો ખેલ અહીંયા થાય છે,
ભાઈ! આમ બઈરીને જોઇને દુનિયા દિવાની થાય છે.
અંગને મરોડે પાડે પરવશ પ્રાણુ ( એ તો )—જોઇલે.

મેઘ માલની—
ચુંબનો લૂટારા લૂટો ન મ્હારા પ્રાણ,
દિલચોર છે ઠગારાં તમારા નેન બાણ
જાણુ નહિ સાનમાહિ હું નવેલી ન્હાની બાળ,
થઇ કેદ હુ ધુતારા હા—ચુંબનો.
જાદુઈ જાળ નાંખી આશો ચમકાર !
જાદુઈ વેણુનો, આ કેવો રણુકાર !
હસાવીને નચાવી કરી ઘાયલ લાચાર,
હરિ દિલડા કુમારાં હા—ચુંબનો.

બુદ્ધદેવ—
પુલની પાખડી લ્યો પ્રાણ, ગણી અંતરની ઓળખાણ—પુલની
શ્યામ સલુણા અમ ઘર આવ્યા, શા કરીએ સન્માન,
નાથ નગિના પરિમલ ભીના, મન માન્યા મેહમાન—પુલની.
ઝાઝુ શુ કહીએ સમજુને, સખી નયણુના બાણ,
વિકળ કમળ આ સરવર જળનુ, ભોગી ભ્રમર સુજાણ—પુલની.

બુદ્ધદેવ—
પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમા,
વિરહ અંગાર ઉઠે તનમા, અતિશય બળી રહી મનમા—પિયુ૦
ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય,
ઝુકતી ·ા લલિત પાખડી, ભોગી મધુકર ચ્હાય—પિયુ૦
બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય,
નમ્ર ન·ાઢા નૌતમ રમણી, રસિક નરવર ચ્હાય.
હસણી દુ·ી થતીરે, કોમળ માનસ ઉપવનમાં—પિયુ૦

**મહાશ્વેતા કાદંબરી—**

અલી જોજે મનાતી ભોળી મેના, ભોળવશે તુજને પોપટજી
મુખે મીઠું બોલી,
અલી જોજે દેતી તું અંતર ખોલી . ... ..ભોળવશે,
સાખી { પ્રેમે પોપટ હાઝ દીલની દીલ મહીં સમાવશે,
ૠતુ વસંતે માનનીને મદનરાજ મનાવશે.
રસ રાજની રસરેલ જ્યાં રગ રગ મહીં વ્યાપી જશે,
જખ મારી મેના માનશે, પણ ખોઈ પાયે લાગશે—

**બલીરાજા—**

લાડકડી તારા લાડ કોડ સૌ પુરા કરશે કંથ,
સખી તુ શીખજે પ્રેમનો પંથ (૨) લાડકડી
પ્રિયતમ જ્યારે મંદિર પધારે, સામી લેવા જાજે,
સ્નેહ પુષ્પથી શ્યામ વધાવી, પતિ ગુણુ ગીતા ગાજે,
ચરણુ પખાળી પ્રાણુનાથના, વિજણુલે વાયુ વાજે રે-લાડકડી૦
હું છું નાની નાર નવેલી, પ્રથમ શરમ બહુ આવે,
છબીલા ઉઠી છણુકાઇ જાયને, મુજને નહિ બોલાવે;
ચાલાકી બતલાવો એવી કે, રસિયો મને રીઝાવે-લાડકડી૦

**સુર્ય કુમારી—**

અમને પાછાં આપોને પ્રાણુ પ્યારા અમ પુષ્પ એ રસાળા,
પુલ નંદન વન વાડીના અમારા, મધુરી વાસવાળાં.
પુષ્પ સમા હૈડાંઓ બાળા તમારા,
પુષ્પ સમા મુખડેથી પુષ્પ સમા વચનો
વરસાવે પ્રીતી પુષ્પ તણી ધારા અમ પુષ્પ—

વૈશાટપર્વ— રાગ-ભજન.

કાયા માયા કોઈકી નાહી ભાઇ, સબ કહેતે હુંય અપની અપની.
સત્ય જુગમે હરીશ્ચંદ્ર ભયે રાજા, સત્યકી સત્ય કહી,
એક સત્ય કે કારને ઉને કાયા બેચ દહી !
ત્રેતામે રાવણુ ભયો રાજા કંચન કોટ સહી.
એક લક્ષ પુત્ર, સવા લખ જ્ઞાતી, વાકો લકડી નાહીં મીલી ?
પ્રાન વાયુ જબ ઉડ ગયા તનસે, માયાભી મીટ ગઈ,
ઇસ દુનીયામેં વોહી નર ભુલા, જીસને કાયા અપની કહી.

છત્ર વિજય—

પાતળીઆ પાલવ છોડો કોઇ જોઇ જાશે,
—નખરાળા શીદ તડછોડો મારો જીવ જાશે.
ભોળી ભાળી હુ બાળ કુવારી,
બાળો ભોળો હુ છુ બ્રહ્મચારી.
(છોડો મારો હાથ મરડાઈ જાય છે.)
(આના આવા ચાળા જોઇ લાહ્ય લાહ્ય થાય છે)
કા શું થાય છે ? (મારો જીવ જાય છે અરે હાય હાય હાય)

છત્ર વિજય—

સખી કાટો વાગ્યો પુલડાં કેમ વીણ્યા જાય !
છે જરાક જેવો કાટો પણુ અતરમાં ઉઠે લાહ્ય—સખી.
પીડા કારમી હૃદયે જાગી, ઝીણુ ઝીણુ ખટકે ઓય મા,
શુ થાય, કઈ સમજાય નહિ જીવ જાય મધુરે ચટકે અરરર
પીડા આ શી કહેવાય ? ના સ્હેવાય,
જીવડો જાય અરરર લપક લપક થાય—સખી.

**અરૂણોદય—**

સ્વર્ગવાસી વીરલાનો તમે સુણજો સંદેશ,
અખીલ વિશ્વમાંહિ ઉજ્જવળ તમારો દેશ.
ભૂલ્યા પાવનકર પૂર્વજનો મંગળ ઉદ્દેશ—સ્વર્ગ.
રામ કૃષ્ણના સંતાન તમે કહાવો,
વીર અર્જુનની યાદ કંઈ લાવો.
બાણ શૈય્યા પર ભીષ્મે દીધેલા ઉપદેશ—સ્વર્ગ.
 સ્વાતંત્ર્ય તણી ભાવના ખિલાવી,
 પરતંત્રાની બેડીઓ હઠાવજો,
દેશ દેશને સુણાવો વિજયના સંદેશ—સ્વર્ગ

**કુમારપાળ—**

મોંઘા જીવનની લ્હાણ, સાહેબા સ્નેહે સ્વીકારજો.
પ્રીતિ નીભાવજો પ્રાણ, સાહેબા સ્નેહે સ્વીકારજો—મોંઘા.
નિશદિન શોભાવશુ ઉરના મંદિરમાં આશા સાગરના ઘેરાં રે નીરમાં.
ઝુકયાં જીવનના વ્હાણ, કાંઠડે એને ઉતારજો—મોંઘા.
સાખી { પુરૂષ જીવનના પંથમાં, પ્રમદા જ્યોત પ્રમાણ,
 { દિવ્ય પ્રભાં પ્રકટાવટી, એજ સ્વર્ગની લ્હાણ.
યૌવનની કયારીએ, રસની કટોરીઓ, પીજો રસીલા સુજાણ—સા.

**ભાગ્યોદય—**

ઓચીંતા કુસુમ બાણ મારી, ઓ પ્યારી, રંગીલો કાન કયાં ગયો,
મીઠા બોલ બોલી ફસાવી છબીલો કાન કયાં ગયો ?
હું ઢુંઢું અકેલી વનમાં, અંરે હાં, છુપાયો કયાં લાડીલો ?—
મટુકી લઇ હુતો ગઇતી મહી વેચવાને, લુટી લીધી નંદલાલે,
ભુલેલી ફસેલી થૈ ઘેલી છબેલી, બતાવો રસીલો કયાં લાડીલો ?

**કુમારપાળ—**

પ્રેમ તંત્ર અનુમોલ સખી એ શીખવ્યા નવ શીખવાય,
કોઇના શીખવ્યા નવ શીખવાય.

પડે સમજ અનુભવે આવડે, કાન્ત મિલન જ્યાં થાય,
એકાન્તે કાન્ત મિલન જ્યાં થાય.—સખી.

પ્રિયતમને જોતાં શરમ ચડે, ધડકે ઉર પાછા ચરણ પડે,
ત્યાં શાં શીખાયે પ્રણય તંત્ર, જ્યા નયને મદ ઘેરાય;
હઠીલાં નયને મદ ઘેરાય—સખી.

પણ જ્યા'જરી આંખથી આંખ મળે, પળમાં ઉર એક બીજા ઉછળે,
અધીરા હૃદયેથી હૃદય મળે, ત્યાં રસ સાગર છલકાય
સ્નેહથી રસ સાગર છલકાય.

**શ્રી તુલશીદાસ કૃત—ભજન રાગ–બિહાગ—**

ન્હાનાની પત રાખ, પ્રભુ તારા ન્હાનાની પત રાખ
ન્હાનારે માટે જો દુ ખ દેશો તો, કોણ જપે તારો જાપ–પ્ર૦
રોહીદાસની તમે પાતરી લીધીને, નવ જોઇ જાત કે ભાત,
સેનાન માટે સનમુખ રહીને, તમે નાઇ, કહેવાયા નાથ–પ્ર૦
પ્રહલાદની તમે પ્રતિપાલણા કીધીને, સ્થભમા પુર્યો વાસ
તાતી કઢા તમે શિતળ કીધી, સુધન્વાને પાસ–પ્ર૦
પચાળીના પટકુળ પુર્યા ને, રાખી સભામ લાજ,
સાયરમાથી બુડતો રાખ્યો, રામ કહેતા ગજરાજ–પ્ર૦
ઝેર' હતાં તેના અમૃત કીધાને, આપ્યા મીરાં ને હાથ,
મે'તા ને માંડળીક મારવા ધાયો, તો કેદારો લાવ્યા મધરાત–પ્ર૦
ભકતોના તમે સંકટ ભાંગ્યા ત્યારે દ્રઢ આવ્યો વિશ્વાસ,
"તુલશી"ના સ્વામીને કહુ કરજોડી, પુરો અંતર આસ–પ્ર૦

**સંસાર નૌકા—**

**શ્યામ ઝુલે હીંડોળા કુંજન બનમે! કુંજન બનમે મધુ બનમે.**
**લતાએં પુષ્પોકો, ઝુલેમે કયા ઝુલાતી હુએ?**
**પવનકે ઝોંકોમે કયેસી સુગંધ આતી હુંએ?**
**ચમનમે ઝુમકે શાખેં સમા દીખાતી હુએ?**
**મદનકો ગોદમે લેકર, એહુ સબ રમાતી હુએ?**
**બસ ગઇ સાવરી સુરત એહુ નયનનમેં?**

**શ્રી ભોજાભગત કૃત—ચાબખો—રાગ—ભજન.**

**મુરખે નાર કુભારજા આણી, એનુ ઘર કર્યું ધુળધાણી (ટેક)**
**પાંચ મણની લાપસી ભરડી, મણની ભુંજી ધાણી;**
**ઘીનાં ઘાડવા ઘોળી નાખ્યા, દુધમાં નાખ્યુ પાણી—મુરખે.**
**વાર પરવે વઢવાડ કરેને, કલેશ કરે જાણી જાણી,**
**છોકરાંને માથે છણુકાં કરેને, ચૂટીઓ લે તાણી તાણી—મુરખે.**
**ખરે બપોરે રસોઇ નીપજાવેને, રાતે જાતી પાણી,**
**છોકરાને મારી મારી સુવાડે, ઓલાવા રાત જાણી—મુરખે.**
**ટાઢું શીળુ કંથ આગળ ઝાસે, મરે જ્યારે ભૂત તાણી,**
**સાંજ પડે ઘેર ભટકીને આવી, ઉપર જાતા રીશાણી—મુરખે.**
**પટીયા પાડી આંખ આંજી આઠડે,સાસરે પીયર ન સમાણી;**
**"ભોજોભગત" કહે ગુરૂ પ્રતાપે, ઉતરેલ નાર શીદ આણી—મુરખે.**

**મહાશ્વેતા કાદમ્બરી—રાગ, ભજન—**

**રૂપે શુ મન શચોરે કાયાનો રંગ કાચોરે ભગવાન ભજો (૨)**
**હાડ માસ ને રૂધીર ભરેલુ, મઢ્યુ ચામડે અંગ (૨)**
**ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ;**
**ભરૂસો નહિ સાચોરે, કાયાનો રંગ કાચોરે—ભગવાન ભજો.**

**સાખી સન્યાસ—**

**પ્રાણ કાંઇ સંદેશા મીઠડા કહાવજો, મોહનજી મોવેરાં નેહ નીભાવજો**
**પ્રેમ પાસ બાંધ્યો તે (હા) શાણા સલુણા નિભાવજો—પ્રાણ.**
**અંતર ગુંથાયાં બે પ્રીતિનાં સૂત્રે, એથી જુદાં ના થવાય જો,**
**દુર થાતાં તો હૃદય ચીરાતાં મીઠી મુર્તિ ઉર છવાઇ, હુંથી ના ભુલાય જો.**

**દ્રૌપદી વસ્ત્ર હરણ—રાગ—ધોળ—ભજન.**

ગરૂડે ચડી આવજો ગીરધારીરે.—(ટેક)
હસ્તિના પુરમાં હોડ બંધાણારે, માંડયુ જુગટુ ને પાસા ઢાળ્યારે;
પહેલા પાસે હસ્તીનાપુર હાર્યા—ગરૂડે ચડી—૧
બીજે પાસે તે વસ્ત્ર ભંડારરે. ત્રીજે પાસે ઉભાનો નહી ઠારરે;
એમ હાર્યા તે વારવાર—ગરૂડે ચડી—૨
ચોથે પાસે ચાતુરી વિશારીરે, પાચમે હાર્યા દ્રૌપદી નારીરે;
હરી લાજ રાખોને હમારી—ગરૂડે ચડી—૩
પાંચે પાંડવો બેઠા છે ત્યાંહેરે, મોટા રાજા સભાની માંહેરે;
આવી બેસો ખોળાની માહે—ગરૂડે ચડી—૪
ત્યારે બોલ્યા સતી ઘણી રીસેરે, ખોળે બેશસે ગદા ભીમ કેરીરે;
તેતો પાડવ કુળની પુજેલી—ગરૂડે—ચડી—૫
પછી દુંશાસન ચીર ઉતારેરે, સતી ત્રાહિ ત્રાહિરે પોકારેરે;
પ્રભુ આવો સતી તણી વ્હારેરે—ગરૂડે ચડી—૬
હરીએ આવી દીધુ દરશનરે, તેને કોઇ ન દેખે રાજનરે:
એક દ્રૌપદી હરખ્યા મનરે, ગરૂડે ચડી આવીયા ગીરધારીરે—૭
ચીર પુર્યાં હરીએ પૂરારે, નવસે નવ્વાણુ તો કોરારે,
સભા સહુ દેખતા અમુલારે, ગરૂડે ચઢી આવીયા ગીરધારી—૮

સુરદાસ—ભજન–રાગ–ભજન. પદ.

નાથ કૈસે ગજકો બંધ છુડાયો, પ્રભુ એહી અચરજ મોહે આયો–ના.
ગજ ઓરગ્રાહ લડત જલ ભીતર, લડત લડત ગજ હાર્યો,
જવભર શુંઢ રહી જલ ઉપર, તબ હરી નામ પુકાર્યો–ના.
સબરીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો,
દુર્યોધનકો મેવો ત્યાગી, ભાજી વિદુર ઘર પાયો–ના.
પેઠ પાતાળ કાળી નાગ નાથ્યો, ફણપર નૃત્ય કરાયો,
ગીરી ગોવરધન કરપર ધારી, નંદ ઘર બાલ કહાયો–ના.
અગાસુર માર્યો, બગાસુર માર્યો, દાવાનળ પાન કરાયો,
સ્થંભ ફોડ હિરનાકંસ માર્યો, નરસગ નામ ધરાયો–ના.
અજમેલ ગજ ગુનકા તારી, દ્રૌપદીકો ચિર પુરાયો,
પયપાન કરતાં પુતના મારી, કુબજાકો રૂપ બનાયો–ના.
ખોલ કોટડી ખ્યાદલ ધાયો, ગરૂડકો નાહિ બોલાયો,
છુટો નહી રાધાજીકો કંગન, ઓ બાલ કહારે ગુમાયો–ના.
જોગી જીનકો ધ્યાન ધરત હે, ધ્યાન ધરત નહીં આયો,
"સુરદાસ" પ્રભુ તિહાંરે મીલનકુ, જશોદાકી ધેન ચરાયો–ના.

સુરદાસ કૃત–ભજન—રાગ–પદ.

કે'વું તે વારો વહાણું; ઘેલા પ્રાણી કેવું તે વારો વહાણુ–(ટેક)
લાડીને લાવું પુત્ર પરણાવું, કાલની વાત ન જાણું–ઘેલા.
બળીરાજા કહે લેઉં ઇન્દ્રાસન, યગ્ન કીધા નવ્વાણુ–ઘેલા.
જગત જુગદીશ ના ઓળખ્યા, ક્ષણું એક ન રહેવાણું–ઘેલા.
કાયા જુઠી માયારે જુઠી, જુઠુ તે ઘર કેરૂ નાણું–ઘેલા.
"સુરદાસ" કહે તમે હરી ભજી લ્યો, ઓચિંતુ આવશે આણું–ઘેલા.

**સ્વદેશ સેવા—**

અલી આમ રીસાઇએ, સમયની નીહાળી નાવલીયાની સંગ,
પછી આવે મનાવે, ભિન્ન ભિન્ન ભાવે, છણુકી મદનના જંગે.
વાહ વાહ સાંભળ—(પછી)
વદન હસ્તું કરી ચચળ નયનો, મધુર શબ્દ મરમાળા—
માન મહીં મરડાતાં જાતા, છળીએ શ્યામ રસાળા-(એમ . હા)-
કરગરતા જો આવે કથ તો, છલગ ભરીયે છેટી,
બહુ તાણુતા તુટે, ભાવે જઇએ ભેટી—અલી૦

**મીરાંબાઇ—** રાગ-ગરબો

મને મળ્યા છે મીત્ર ગોપાળ, નહી જાવુ સાંવરીએ (૨)
સંસાર મારૂ સાસરૂરે, સતોની પાસે પીએર,
લખરે ચોર્યાસીનું ભમવુ ટળ્યુ, મે તો મેળવ્યા છે ત્રિકમ હાથ-ન૦
સાસુ હમારી સુખામણુરે, સસરોજી સંતોષ,
જેઠ જુગાજુગ જીવજો, મારો, નાવલીઓ નીરદોષ (૨)-ન૦
માસ દીએરને દો દીકરી, દોનુ રાજ કુમાર,
એકને સબ જુગ મોહી રહે, ને બીજીને જાણુ ચાર-ન૦
મને મળીયા છે જણુ ચાર, નહી જાવુ સાવરીએ,
લાલ કુસબા ચુદડીરે, નહીરે ઓઢું તે કદાચ;
જો ઓઢુ તો પ્રેમ રશ ચાખીને, મારા નાથ છબીલાજી સાથ-ન૦
મારા નાથ છબીલાજી સાથ, નહી જાવુ સાવરીએ હાં
(બોલો સત્યનારાયણુ દેવકી જય, અજોધ્યા નાથકી જય,
લક્ષ્મી માતકી જય, સીતા માતકી જય, બોલો ભાઈ સબ
સતનકી જય, બોલો સીતા રામકી જય)

નવલ–કુસુમ –રાગ–ગરબો. (બેન્ડ સાથે)
ભાન ભુલ્યા છો રાજ, મુખડાની મલકે. (૨)
કામણગારી કીકીની હલકે, હઠીલા રાજ (૨) ભાન ભુલ્યા છો.
ઝાંઝરને ઝણકે, નેપૂરને રણકે, (૨)
જોબનીયાની ભુરકીની ભનકે, હઠીલા રાજ (૨) ભાન ભુલ્યા છો.
હાથને લટકે, ચાલને ચટકે, (૨) પતલી કમર કેરે કટકે–હ૦

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ—
દાસ પરે દયા લાવોરે, દયાળુ દેવા દાસ પરે દયા લાવોરે–ટેક.
સંસારી સંબંધ ત્રોડી, જીવ આપ ચરણે જોડી,
હુંતો બની બેઠો બાવો બાવોરે—દયાળુ૦
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથા ખાઉં,
વારે અવિનાશી આવો આવોરે—દયાળુ૦

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ—
વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવા દે.
ધર્મવ્રતિ એ ધરણીધરનું ધ્યાન ધૃતિથી ધરવા દે.
અધમપણાને અલગ રાખી ભંડાર ભક્તિના ભરવા દે.
નટવર નામનું નાવ મળ્યું છે તો ભવસાગર તરવા દે
નાશવંત નર નામ છોડીને અક્ષય વરને વરવા દે—વિષય.

બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ—
હું ભજન કરીશ હરીનું સદા સુખે—ભજન.
આ સંસાર આગ સમ લાગે મિથ્યાં ફાંફાં મારી હારી-ભજન.
નહીં કોઈને કેવા તમારી વાત આ બંધાઉં છું;
રાખો ભરોસો હૃદયમાં હું દેવના સમ ખાઉં છું.
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહિંથી જાવા દિઓ,
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ.

(સન રેકર્ડ નં. ૨૩૩)—નવિ વહુનું ફારસ—

ધણી—શું દુનિયા અદેખી છે? મારા મહેરબાન આટલા વર્ષે ઘયડે ઘડપણ આયડી પયણ્યો તેમાં તેમનું શુ જતું હશે! આખો દહાડો નવીનીજ વાત, મારા મહેરબાન. ગલીએ, શેરીએ ચોરે ચવટે જ્યાં, જોઇએ ત્યાં નવી, નવી ને નવીનીજ વાત, રૂપીયા ખરચ્યા તો મેં ખરચ્યા, તેમાં લોકોનું શું જતું હશે? મારા મહેરબાન વાત તો એ છે કે નવી ...જાણે જરા રૂપાળી છે, અને હું જરા ઘયડો છુ, પણ તાંબાની સખ ખાધી છે તાંબાની એટલે લોકો ભલેને હસે. આ, નવી જાણે આજકાલ દરશન કરવા જાય છે, એ મને બીલકુલ પસંદ પડતું નથી, પણ હવે શુ કરીયે? જો કાંઈ કહેવા જઈએ તો તો ફજેતીના ફાળકા. મારા મહેરબાન માટે લાવ જો કાંઇ માને તો એને બે બોલ કહુ, નવી, એ નવી?

નવી—શું છે? કહોને જલદી કહેતા હો તે.

ધણી—(જોઈ લેજો મારા મહેરબાન, આ નવી વહુનો નખરો, આપણે જાણે ખેંચાઈ ખેંચાઇને મરીયે અને લોકોનું કહેવું કાને ન ધરીયે તોએ પાછો શીરપાવ તો આ) અરે પણ તું આમ ગુસ્સે શું કરવા થાય છે!

નવી—ત્યારે ભસી મરોની જલદી, જીવ કેમ ખાઓ છો!

ધણી—આ જાણે હું તને એમ કે'તો હતો કે તું આ દરશન કરવા જાય છે તે............

નવી—ત્યારે શું દરશન કરવા ન જઇએ?

ધણી—અરે પણ........પણ ... ...

નવી—ત્યારે શું ધરમ ન સાચવીએ?

ધણી—શરમ સાચવવો—અને દરશને જવું.

નવી—ત્યારે શું તમે દરશન કરવા જવાનું બંધ કરશો?

ધણી—ના ના, દરશને જવું પણ ત્યાં ઝાઝીવાર રોકાઇએ નહિ કારણ કે લોકો પછવાડે નીંદા કરે.

નવી—તેમાં તમે શું શીખામણ આપો છો, અમને અમારા બાપદાદાની ઇજ્જત વ્હાલી નહી હોય કે?

ધણી—ના, ના, તું તો ખાનદાનનુ ફરજંદ છો કેની?

નવી—ત્યારે. ધણી—પણ જરાક રૂપાળી છે તેથી

નવી—ત્યારે શું તમારાં મોઢાં સામું જોઇને બેસી રહીએ કેમ, અને બહાર પણ ન જઇએ કેમ? જો એમ કરશો તો હું મારે પીયર ચાલી જઇશ. હા વળી લ્યો!!!

ધણી—નહીં, નહીં, નહીં, મારી પ્યારી એમ તે બને મારી પાડી, મારી પાડી!

—નવી પ્રાણ થકી તું પ્યારી, તારા પર હું જાઉં વારી,
મીઠા બોલો બોલે પ્યારી, મારૂ કાળજ લીધું કાઢી.
મોઢું તારૂ મનહર જોઇને હૈડું આ હરખાય;
કામ ત્યાગીને આખો દહાડો બેસી રૂ એમ થાય,
મોટા ભાગે મળી નવી તું, ભલે ભલે એમ થાય (૨)—
(રામાગ્રામ નં૦ ૫૮૭)—મી૦ મુરાદઅલી—

( શેઠ શેઠાણીનો ઝગડો જરા કાન દઇને સાંભળો. )

શેઠ—જોઉં તારૂં મુખડું ને રાજીરાજી થાઉં મારી રંગીલી બાપડી.
વાહ, તારો લટકો. વાહ તારો ચટકો—(૨)
હંસ જેવી ચાલ જોઇ, ખુશી ખુશી થાઉં—મારી રંગીલી૦
હંસ જેવી ચાલ જોઇ ખુશી ખુશી થાઉં, મારી છોલેલી પાપડી.
જોઉં તારૂ મુખડું૦

**શેઠાણી**—વાહ, વાહ, વાહ, વાહ, મારા છોગાળા.

**શેઠ**—છઇએ રૂપાળા. **શેઠાણી**—કાજળથી કાળા.

**શેઠ**—ન કર તું ચાળા. **શેઠાણી**—કરવાની બસ.

**શેઠ**—માર ખાસે તું ખસ. **શેઠાણી**—જઇશ મૈયર ચાલી,

**શેઠ**—એ, ના ના, ઓ વ્હાલી, શીદ જાય છે ચાલી, તારી બોલી લાગે કાલી કાલી,

જોઉં તારૂં મુખડું ને રાજી રાજી થાઉં મારી રંગીલી બાપડી.

(આખુ ગાયન ફરીથી)

ઓ અલી એમ તારે કાંઈ રીસાવું જોઇએ ? ઘર છે એ તો હાંડલા ખડખડે, તારે એમ ન કહેવુ જોઇએ કે હું મઇયરે ચાલી જાઉં, ભાઈઓ જ્યારે પરણુશો ત્યારે ખબર પડશે.

સાખી —પીંપળ પાન ખરંતે, હસ્તી કુંપળીયા,
હમે વિત્યુ તમે વિતસો, ધીરા બાપડીયાં

સમજ્યા કેની ? ત્યારે ખબર પડશે.

## ભાગ બીજો સમાપ્ત.

## ભાગ ત્રીજો.

**બલીરાજા—**

વશ કીધો ત વીર મારો, જે ગુણીયલ ને બહુ સારો,
—નથી વાક જરા કાંઇ મારો, નણદલ તમ વીર ઠગારો,
રગ મહેલમા હતી એકલી, આવી અડપલુ કરી ગયા.
ચુબન કરી ભરી અંક મીલાવી, મોહન મનડું હરી ગયા--નથી.
વસ્રત જોબન પુલવાડીમા, ભુલો પડી ગયો ભમરો,
લાલચ આપી તે લલચાવ્યો, બધુ ડાહયો ડમરો—વશ.
શરમાળે મને શાન કરીને, કચુકીની કશ છોડી,
હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સૌ તોડી—નથી.
—વદન ચન્દ્ર છબી રતી લજાવે, ભ્રકુટી કામણગારી,
બધુ મારો સરળ હૃદયનો, કળા અજબ છે તારી—વશ.

**ભજનામૃત-ભજન-મીરાબાઈ—**

બલીહારી રસીયા ગીરધારી, સુદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી, આવા ન બનીયેજી.
વાસલડી વાગી એહવા, ભણકારા વાગેને,વૃજ વાટ લાગે ખારી,
સુદરશ્યામ હો તજી અમને, મથુરાના વાસી આવા ન બનીયે હોજી
જમુનાનો કાંઠો વ્હાલા ખાવાને દોડેને, અકળાવી દે છે મુને ભારી—સું.
વૃદાવન કેરી શોભા, તમ વીણુ અમને તો, નવ લાગે હવે સારી—સુ.
ગોવરધન તોળ્યો વ્હાલા, ટચલી આંગળીયે ને અમપર
ઢોળ્યો ગીરધારી—સું.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ, શુદ્ધ પ્રભુ લેજો મ્હારી
સુંદરશ્યામ હો તજી અમને, મથુરાંના વાસી આવા ન બનીયેજી—સું.

